તારા માલીક થાઓ

હું તમારાં એ   કરણ સાફ કરીશ ?

# નવરંગની નવી યોજના!

પાને પાને ઉમંગમાં



ભવીષ્યની ભીડ

 જેમાં ૪૭૮૪

લલિતા અને લાલનો હેવાલ તથા સુરતની
તાપી નદીનો ઠાઠ માઠ. એક અબળાની
અરજ, શ્રાવણ માસનો રમુજી તહેવાર
અને મુંબાઇનાં રાજાબાઇ ટાવરપર
થી જીવ આપનારી બે પતિવ્રતા
પત્નીઓનું દુઃખદાયક મરણ.



રચનાર

**આર. એફ. એમ.**



સુરત "ખોદાબક્ષ" પ્રેસ એમ. જે. પોસ્ટવાલા.

જો અક્કલની ખોટ હોયતો હું પુરી પાડીશ ?

[illegible]

કપડાં ઉપર નામ પાડવાના સ્ટે , . કે જેથી કપડાં ગેરવલે જતાં બચેછે તે હમારે ત્યાં ઘણીજ સફાઈથી બનાવવામાં આવેછે. અને જો સંભાલથી વાપડયા હોયતો એક આખી જીંદગી સુધી ચાલે છે.

## ખોદાબક્ષપ્રેસ અને અજબ આફીસ

ફકત એકવાર હમારી મુલાકાત લીધે થી ખાતરી થશે.

સસતાં સોભાયમાન ટકાઉ
અને
તરેહવાર
નકસી
મા
કોઈપણી જાતનાં સીલ
રબરસ્ટામ્પ
અંગ્રેજી, ગુજરાતી, મરાઠી,
તથા
નવીજ
બારડરોમાં
બનાવવામાંઆવેછે

પરગામના ઘરાકોને ઘણીજ ઓછી કીમતે બનાવી આપીશું.

## એન.જે. પોષ્ટવાલા નાણાવટ સુરત

રબરસ્ટેમ્પની દરેક રંગની સાહી ઘણીજ સરસ અને સસ્તી જોઇતી હોયતો તે અમારેજ ત્યાંથી મલશે. બીજી બજારૂ સાહી વાપરવાથી સ્ટેમ્પ ખવાઈ જાયછે કારનકે તેમાં એસીડ આવેછે તેવી બીલકુલ ખારતી આમાં રેહેતી નથી. શીશી એકનાં આના ૪

ललिता! ૪૫૮૪

अने

लालना हेवाल.

राग परज (छे मारो आदमी एवो रे—ए.)

पचरंगी मजना लाला रे, सखी एक विनंती व्हालारे—टेक
पुरीनी हुं छउं कन्या ललिता मारुं नाम,
गु भाईनी लाडकी पुत्री, दोलत शेरीमां ठाम—प०
अमदावादमां सासरुं मारुं, शेठ भीखाभाई घेर,
माणेकचोक त्यांमुकीने जातां, आगळ पोल एकपेर—प०
ठाम ठेकाणुं आपीने केहेवु छउं, टुंको मारो हेवाल,
नाम स्वामीनुं सुणजो प्रीते, बाळ ते हरी लाल—प०
बार वरषनी उम्मर धणीनी, मने हतां अगीआर,
लग्न कीधां अति प्रेमे खरची, रुपीआ दश-हजार—प०
पति मुने मा'रो प्यारो मनने गणती देहनो प्राण,
दिपतो दहाडे सुर्य समिपो, रात्रीए जेवो चान—प०
जोडुं हमारुं जोती सईयरो, बळती घणुं ते मन,
समजु सखियो आनंद लेती कहेती मुखे धन धन—प०
तेरमे वरषे सासरे पोंहची, प्यारा पतिनी पास,
आनंद मल्यो अंगने मारां, ईश्वरे पुरी आस—प०
लाग्यां भोगववा सुख संसारी, समजो रुडी पेर,
स्वर्ग जोती सनमुख नेत्रे, जगनुं हुं झवेर—प०
अति भणेलां भाग्येशाळीने मुज विद्यावंत कांत,
सोलमे वरषे पाश थई आव्यां, थयां सरवे सांत—प०
वकील नामे पाटीयुं दीधुं, घरनां झरुंखा हेठ,
गाडी राखी फरवा सांजे जावुं कांकरीए ठेठ—प०
मळती मझाफुर मुजने त्यारे, कहेतां आ जीभ खेंचाय
मडम जेवो ड्रेश पहेरावी, शाथे तेडी जाय—प०
एम करतां दीन घणाक जातां लाग्यो बुरो कु—छंद,
लालपाणीने रेडवा लाग्या, पेटमां शारो संद—प०
मारा स्वामीने चोटियुं अंगे वद्यो खर्च अपार,
पीधा विना चाले जरा नहीं हुंतो पीती लगार—प०

મિત્ર પણ મળ્યાં એનાંજ જેવાં અમદાવાદી લાલ,
એંચાર્યા પઇસા પુરા હમારા થયાં ઘણાં કંગાલ—૫૦

આવક નહીં કંઇ ઘરમાં હમારાં, જાવકચાલી નીત,
દીન પડે ને બીલ ચુકવાયે, બળે હમારાં ચીત—૫૦

વીસનું આવે કાંમ જરીલાત, ત્રીશનું ચુકવાય બીલ,
ચાલે ફજેતી રોજ હમારી, જો થાય ચુકવતાં ઢીલ—૫૦

ઘરમાં પડતાં જુનીઆં ઝાઝા, સસરાજીનાં હમેશ,
માગનાર આવે બારણે ત્યારે, આપે કરીને કલેશ—૫૦

પાણી વના જેમ માછલી તલપે તેમ શુકેરે શરિર,
પ્રીતીમાં મળુ પેગળ ડાહ્યું, આવતાં આંખ્યે નીર—૫૦

મેહેણા મારે મુજ નણદી નાની, સાસુજી દેયછે ગાલ,
રાંન! સુધરેલી થઇને છાકી, કરતી ફરેછે તાલ—૫૦

કટાક્ષ થાતુ કાળજુ કારી, ખંમા કરે મુજ લાલ,
સસરો દેખી આંખ ચડાવે, મોઢું તારૂં બાલ—૫૦

એવાં સબ્દ આ કાનને વલગી, સલગી જતી હું અંગ,
સ્વામિને દેતી છાની શીખામણ છોડો રાતો રંગ—૫૦

કેહેતાં અગાડી ગાલ પંપાલું ચાબુક પડતી પીઠ,
રાંન મરીરે મુંગી અહિંઆ, ખડખડ કરતી ભીત—૫૦

આવતી નહીં જા હવેથી સાથે, ફરવાને કોઇ દીન,
હીસાબ નથી તારા જેવીનો મારેછે બહુ આધિન—૫૦

કરવું હવે શું મારે ધરવું અંગે દુઃખ અપાર,
સંસારમાં સુખ કારણે સરજ્યાં, ઇશ્વરે નર-નાર—૫૦

રઝલે રાત્રે રાંડોના ઘર ઘર, મારો સ્વામિનાથ,
બંધ થયાં તે આવતાં ઘરમાં, તરછોડી ગયાં હાથ—૫૦

સાસુનાં બોલો સાખતાં જાયે, દુઃખમાં મારાં દીન,
ઝાડ ઉગ્યું હોત શીરાપર મારાં, રહેત નિશાની નવીન—૫૦

પછી તો પડવા છેકજ લાગ્યું, મારી ઉપર કષ્ટ,
એક દિવસે આવ્યા સામી રાખી પ્રેમીપુર દ્રષ્ટ—૫૦

ચાહીને વલગી અંગે હું મીતે, કરતી અની રૂદન,
ફરગરી જોડ્યાં હસ્તમેં મારાં, પ્યારાં ઉતારો શું મન—૫૦

દયાળુ થઈને હાથ નિવારો, પ્રાણ પતિ રહી પાસ,
દાસી તમારી ટળવળે વ્હાલાં, દિઠા વિના ઉદાસ—૫૦
દુઃખ ભર્યાં દિલે શબ્દ સુણી કંઈ કરમાયા નેત્રે નીર,
પ્રાણ પ્રિયા કહી ચુમ્મી લીધી, રાખતું પ્યારી ધીર—૫૦
આ વેળા પાછી સુખની જોતાં, આનંદ અંગ અપાર,
સાસુ સસરાથી જુદા રહેવાનો, નિશ્ચય કર્યો વિચાર—૫૦
સોભિતો રાખ્યો બંગલો ભાડે, સ્હેરમાં રહેવા માટ,
વસ્યાં જુદાં જઈને હમે બે, નિકળ્યાં ઘરથી જાત—૫૦
દીધું ન લેવાં કાંઈપણ સાથે, પાઈ સરખી હમ હાથ,
સાસુએ મુજને છાની સમજાવી, પણ ગઈ સ્વામી સાથ—૫૦
હું બોલી સાસુજી મ્હેર દયાથી, પતિ ત્યાં પત્ની હોય,
પતિથી નારી પાછી રહે તો, દુઃખની સીમાં જોય—૫૦
માટે હું જાઉં છું વંદન કરીને તમને સોસો વાર,
સંભારજો નિત્ય આવા અવસરે, હોંસથી આવીશ દ્વાર—૫૦
એવું કહીને ચાલી હું રહેવા, બંગલે સ્વામી શાથ,
પ્રથમની ચેતેલી [illegible]થી, રાખતી હું કાજ હાથ—૫૦
લાલ પાણી મેં લેવાનું છોડ્યું, સ્વામી લેતાં સ્હેજ,
દિના નાથની મ્હેરથી હમો, થયાં થોડાં તેજ—૫૦
એકઠાં કીધાં રૂપીઆ ઝાઝા, કસરે કુલ હજાર,
સમજાવી મારા નાથને નીત્યે, ખેંચતી હું અપાર—૫૦
માસ વિત્યાં એમ છ સાત, સુખે પ્રભુ થયાં પ્રસન્ન,
શ્રીમંત આવ્યું મારૂં આ વેળા, હરખે ઉભરાયું મન—૫૦
જ્ઞાની હતો એક મિત્ર સ્વામીનો, નામે કેશવલાલ,
બોધ આપે નિત્ય નાથને રૂડાં, રાખી પુર સંભાલ—૫૦
તેને વિગત આ સુણી શ્રીમંતની, કરવા લાગ્યો વિચાર,
સમજાવી લાવવા સાસુ સસરાને, થયા તે તૈયાર—૫૦
પ્રાણ નાથને શાથ લઈ ચાલ્યા, મનાવવા તે દીન,
લાવ્યા તેડી તેજ ઘડીએ, થઈને તેવો આધિન—૫૦
સુર્ય પુરીથી ભાભી આવી મુજ, આપવા સોભા કાજ,
બેન આવી મારી મોટી તેનાં મનમાં ઝાઝી દાઝ—૫૦
બીજે દિવશે, હશી ખુસીથી, કર્યો હમે વિચાર;
ન્યાત જમાડી અમદાવાદની, ખર્ચ થયો હજાર—૫૦

હજાર રૂપૈયા ગયા તણાઈ ખર્ચમાં જે સંઘરેલ,
પાછા મેલવવા ફરી તેમાં, નથી કંઈ મુસ્કેલ—૫૦

પ્રાણપતિ પણ પુરતું રાખી, ધંધા માહે દિલ
માસ બે માંતો પાંચ હજારને, કમાતા લાગી નવ ઢિલ—૫૦

મુકી બેઠાં નાથ લાલ પાણીને, સંગતે સમજી સાર,
એવામાં હુની ગર્ભથી હું હયાં, પુત્રનો જોયો બ્હાર—૫૦

ખુશી થયાં દિલ સરવેનાં તેવે, આનંદ આનંદ લેહેર,
વાજા વગડાવ્યાં આંગણે રૂડાં, ઈશ્વરે કીધી મ્હેર—૫૦

પુત્ર જન્મની ખુશાલી માહ્યે, મીત્રને તેડયાં દ્વાર,
લાલ પાણી ખુબ ચાલ્યુ ખુશીમાં, મુદડાં જેવાં થયાં પેર—૫૦

બીજે દિવસે ઉઠયાં સવારે, જેવાં જંગલનાં ભુત.
નીકળી ચાલ્યાં મિત્ર નઠારા, રહયાં સસરાનાં પુત—૫૦

હાલ કેહવું સું પતિના મારાં, ભેટે છે લજ્જા અંગ.
ઉઠીયા ત્યારે કંગાલ જેવાં. આંખોમા લાલ રંગ—૫૦

શરીર તવાયુ સઘલુ તેમાં, વળી થયાં કમજોર,
બાહર નીકળવુ બંધ થયું જેમ ઘરમા ઘુશી રહે ચોર—૫૦

સકિત ગઈ સઉ અંગની હુતી, પ્રાણ પતીની પુર,
રોજ ગાર પણ હયાં હુટયો હમારો, મુખપર રહ્યું નાનુર—૫૦

હું વલોપાત કરતી હમેશા ને પડી પડી પોકાર,
આ શુ થઈ ગયું સ્વામીને મારા, કાને ધરે કોણ સારા—૫૦

એમ કરતાં દુઃખ વધતુ ચાલ્યુ, લોઢે ચડે જેમ કાટ,
સુવાવડમાં શું સુખ મલ્યુ, કરતી હતી વલોપાત—૫૦

બે વાર આવે દાકટર દિનમાં. કરે અતિ ઉપાય,
ચાલે નહીં કંઈ દવાની વૃધ્ધી, કરવું શું હાય! હાય!—૫૦

સાશુ સસરા સૌ જોતાં પતિને, નેત્ર વહેતાંરે નીર;
તેમ તેમ મારૂ કાળજુ ધપકે, રહે ન મનમા ધીર—૫૦

ચાલી દોડા દોડ મારાં ઘરમાં, દાકટરોની વિશેસ,
પ્રાણ પતિની સામી દેખી, તોડતી મારા કેશ,—૫૦

લાચાર થિયાં દાકટરો મોટાં, બચ્યો ન પ્યારો પ્રાણ,
પાછુ ફરતા માથુ નાંખ્યું, ભુલી હું દેહનુ ભાન—૫૦

શેડ મચાતી હાય! હાય! સ્વામી, સંભાળશે કોણ બાળ,
દર દર આશું રેલ ચલાવી, કયાથી આવ્યો દુષ્કાળ—૫૦
ચક્કર આવ્યા મુજને ચડી બહુ, હુતી હું પડી જમીન,
ફુટયુ માથું પડવાથી, પ્રભુ, આ શું દેખાડયો દિન—૫૦
સ્યાણા સાસુજી દાઝ ધરિને, કરતી હમોપર પ્યાર,
રડતી રાખે, છાની મુજને, દાહડામા દશ વાર—૫૦
પછી તેડી ગઈ ઘેર પોતાને, ખાલી કરી સૌ શાન્જ,
ભરોસો રાખ્યો બાળના ઉપર, રાખજો ઇશ્વર લાજ—૫૦
ખુણે બેસવાનુ આજ થયું મારે, ભુંડે હાયરે! હાલ,
સમજુ નર આ બ્યાન સુણીને, છોડજો પાણી લાલ—૫૦
પુત્ર ભરોશો દિલમાં ધરીને, મોટો થશે મારો કાલ
સમજી હું સઘળુ આજે મનથી, બુરૂં છે પાણી લાલ—૫૦
ભસ્મ કરે છે કાલજું બાળી, નર-નાર કરજો કયાસ,
નહીં તો પડશો દુઃખમાં દાનાં, વદે એમ રણછોડદાસ—૫૦

## સુરતનાં એસ્કી ભગતો.

### ગરબી. (રાગ ગીરધારીનો.)

સૌ સુણજોરે વિનતિ હમારી વ્હાલા, મારાં પ્યારા સુરતી લાલા,
ભગત ભોળારે દિપે ગલાગે માળા, કરે કપટ ચપટ ને ચાલા,

ઝુલા.

જોઈ ઝપટ લપટ ઝણકારીરે, વસે મન પ્યારી પર નારીરે,
દિયે મીતી નીતી વિસારીરે, નવ દિશે અંગ ઉમંગ રશાળા,
કરે કપટ ચપટ ને ચાલા.

* * * *

દામ ઠામેરે, હોય પોતે એક ભારી, જુવે સ્વછંદ નહી તે વિચારી,
રૂવે ઘરમાંરે અબળા નારી બિચારી, જુવે સામી નાજમનો જારી

ઝુલા.

ફરે ફુટ નર ઘર છોડી છાનોરે, મતિ મુર્ખ મન પિછાણોરે,
ખીસ્સો ખાલી એવાં ખુબ જાણોરે, પહેરે વસ્ત્રરે, રંગબેરંગી રૂપાળા
કરે કપટ ચપટ ને ચાલા.

* * * *

નવ વિચારે કન ધન વિન વિચારો, રાખે હામ તે હૈડે હજારો
શાથ હોશેરે ધર્મનો ધરનારો, પણ દિલમાં જો જો કંટારો—

જુલે.

પાખંડી નુર પુર જોતેરે, મન મતલબમાં રહે પોતેરે,
તેની નારી કાઢે દિન રોતેરે, શાત માનોરે શુશિલ નરનાબાળા.
કરે કપટ ચપટ ને ચાલા.



# સુરતનાં શ્રાવણ મહિનાની સોભા.

ગરબી.

ખરો સુરતનો શ્રાવણુ માસ, આનંદ અંક—કારી,
હરો દુઃખ ફરો—ચારે પાસ, હરખે નર—નારી—(ટેક.)
સુખિયાને મન શ્રાવણુ સારો, દુખિયાનું દિલ દોડેરે,
ઘરની ગાડી સાફ કરાવી, મોજને ખાતર જોડે—૧.
તોફાન ભારી એ મહીનામાં. ગાડી તણું વિષેસ રે,
દોડાવે છે આંખ્યો વીંચી, પાછું નવ જુવે લેશ—૨.
શનિવાર ને ચાર સોમમાં, જોયા સૌનાં ઠાઠ રે,
હીંડે નાનાં છૈયાં હરશે, આંગલી ઝાલી હાથ—૩.
પુનેમમાં પૂર ભરાય લોકો, બલેવ મેળો સાંજરે,
કીલ્લાની ત્યાં સડક આગળ, જામે ઠઠ જોવા કાજ—૪.
બાગ રાણીનો ભરાય પ્રિતે, ભરચક નદી ઓવારેરે,
કોઈ ધરાવે ફુલખાંન બહુ, નરિયળ નો નહીં આરો—૫.
એ મહિનામાં નવિન ચીજે, નહીં મળતી તે મળશે રે,
દુકાનનો નહીં પાર ત્યાં આવે, જોતાં દિલડું ચળશે—૬.
વદ શ્રાવણુમાં ગોકળઅષ્ટમી, ભરાય છે ભાગોળરે,
ઈંદ્ર પુરીનો ઘાટ રચાયો, ગુણીજન કરશે તોલ—૭.
એ દિવસનો ઓછવ ભારે. ચાલે શોર બકોરરે,
દરશન કરતાં હૈડું હર્ષે, કરે અબલા દોડાદોર—૮.
માય લોકો નહીં મોટી શડકે, ધક્કાથી સહુ કામરે,
આજુ--બાજુ ગામોનાં આવે, લોકો ત્યાં તમામ—૯.
વેચાય વસ્તુ અનેક ન્યારી, દિલ હર્ષે લેતાં પાસરે,
મગુન્રી કરતાં થાગ ન લાગે, રીઝે રણછોડદાસ—૧૦.

# એક અબળાની અરજ.



(રાગ—અરજી સાંભળોને સરકાર—એ.)

વિનંતી મારી સુણો નર—નાર, બળ્યો! આજ અબળાનો અવતાર
મરજીથી મારા માતા પિતાએ, પરણાવી દુનિયા પાર,
જગત છોડી જુવો જમડાને સોંપી, વરશ બ્યાસીનો ભરથાર—વિ૦
દંત વિનાનો દિસે ડબુસો જોતાંજ છુટે ઝાલ,
કાળી નાગણ સમ કેસ છે મારાં, પીટયાના ધોલા વાળ—વિ૦
નવ જોબન હું નારી નગીનો, અંગુઠી આપે ચિતાર,
અંધારી રાત્રે વીજલી જેમ ઝમકે, તેવો છે મારો ઝ્હાર—વિ
ભણવું મારૂં સૌ વ્યર્થ ગયું, નહીં મળ્યો ગુણીજન કોઈ,
પત્ર લખું હું પ્રીતિનાં કોને, શેકાવું બીજાને જોઇ—વિ૦
ગોઠિયું નહીં ગઈ સાસરે સ્યાણા, જોતાં ધણીનું મૂખ,
નહીં સાસુ નહીં નણદીરે મારી, જળજો જણેતાની કુંખ—વિ૦
એખલો ઘરમાં ભૂત સરિખો, પડી રહે દિવસ રાત,
મને પણ રાખે સનમુખ બેસારી, જોવા રોયાની જાત—વિ૦
પડોસણ આવે પ્રિતેથી મળવા, કહેવા કંઇ ગુંજની વાત,
વેહમીલો કરશે ટંટો તુરત તે મળવા આવનારી સાથ—વિ૦
હાથ લાકડી લઈ હીંડે બહું હળવે, મિજાજ કરતો રોજ.
ખંખાર મારે ખાંસીના રોગે, હતી બુરી બહું બોજ—વિ૦
જાવા નહીં દે દરશણે દોસો, હુ ઝુરૂં મુવાની પાસ,
મરજો માહરાં જોબનનાં જોતાં, જોઈ ન રૂડી રાસ—વિ૦
પીટયા જોશી પણ પૈસાના સાથી, લોભી પિતાને માત,
જન્મ આપ્યો જેને ઉદરમાં રાખી, પાછળ જોવાં સંતાપ—વિ૦
ઘણાં લોભીઓ હશે પ્રજામાં, દીકરીનાં માને બાપ,
ખાશે રૂપિયાઓ ખોબા ભરી પણ પાછળ વેઠે પરીતાપ—વિ૦
માટે જો માનો મારૂં ખરૂંનો, પુત્રીની ખાસો ન લાંચ,
લાંચને માટે લોભમાં પેરી, સોંપોછો વૃદ્ધની ચાંચ—વિ૦
મેં તો-કર્યોછે વિચાર મનમાં, જીવીને જોવું શું સુખ,
એવાની પેહલાંજ મરવું મારે, પડશે ના વેઠ્યું દુઃખ—વિ૦
લાવજો વિચારો દિલમાં કંઈ સ્યાણા, સમજી ઓ નરને નાર,
લોભ લાંચ સૌ છોડીને ચાલો, રણછોડ રંક વિચાર—વિ૦

# મુંબાઈમાં રાજબાઈ ટાવર પરથી જીવ આપનાર બે પારસી પતિવ્રતા પત્નીઓનું દુ:ખ દાયક મરણ.

## રાગ—ગજલોમાંની ઢબ.

અરે! આફત જુલમ કારી! લીધી ખેંચી સતી નારી,
જનમ આપ્યો શું જગ દીશે, બચાવી પલ ના દિશે,
બનાવ એવો ત્યાં બનવાનો, વખત આપ્યો તેં મરવાનો,
ચલાવ્યું ચિત્ત ચહડવાને, કે ટાવરપરથી પડવાને,
કરી એવી શું મરજી તેં, સકલ સંસારે સરજી તેં,
કુટુંબ કકસે છરરર છાતી, ખબર સુણતાં જળી જાતી,
અરર! આવું વિનાં ધાર્યું, મુશીબત મોત ક્યાં માર્યું--
પિતા માતા રૂવે ભ્રાન્તા, વળે ના દિલ કંઈ શાન્તા,
અહો! મારી પીરોજા પાક, બળે છાતીને થાયે ખાખ—
હતી વર્ષ સોળની જ્ઞાની, ચતુર ચંચલ ને તું નાની,
વહે નીર નેત્રથી ધારા, અહો વ્હાલી ગુણી હારા,
કર્યું પ્રિતે જતન સારૂં, થયુ ગુમ આજ રતન મારૂં--
ઉમેદો આસ સૌ ખોઈ, પતી પ્રેતાનું સબ જોઈ,
ચરરર! ચિત્તડું ચચણુ-ચુરે, કરરા કારી જુલમ શુરે,
સતિ સ્યાણી બચુબાઇ મતિ કેમ વ્હેન બદલાઈ—
વરષ વીશે તું ગુણવંતી, જીગરને જાનની ખંતી,
દશા તારી અરે આંશી! મતી એવી શું દિલ ભાસી-
તુંને જોતાં જીગર કંપે, ગુણીજન ગુલથી ગંમપે,
દરદ દિવશે દિલ ભારી, તજી પ્યારાંઓ નિવારી,
મળી ટાવરમાં ગઇ સાથે, ભુરૂ ચકકર ફર્યું માથે,
બલી બેનો કરી ગમગીન, દેખાડયો આજ કારી દિન,
નજર આવે ચડી આંખે, બલા બેનો જોતાં રોકે--
પડીઓ પાપીના બોજે, પચીશ અપ્રેલ શની રોજે,
અહો! દીન દુ:ખ આ કારી! રૂવે તુજ કોમે નરનારી,

ભંવર ચઢયાં કંઈ બ્હાદુર નાં, સવાલો આપતાં સૂરનાં,
ગજબ શું પારસી કોમે, ઉભા થાએ રૂવાં રોમે-
લખિત શું લેખ હોય એવાં, પિરોજનેબચુ જેવાં,
જુવો સાથે મરણુ તેનાં, એક કોયલ બીજી મેનાં,
મલે ક્યાં સાથ ફરવાને, હુતી ટાવરથી મરવાને,
સંધાયો જોગ ક્યાં એવો, રચાયો પ્યારનો મેવો,
હશી ખુશીમાં ખીલેલી, નીતી રીતીમાં નીમેલી,
ખરી જોડી રહી જગમાં, ભુલે સઉ ચાલતાં ડગમાં,
દગારાની થશે ખ્વારી, વદે મુખેથી બહુ નારી,
પતિ વ્રતાનું રાખી ભાન, ફીદા કીધાં તે પ્યારા પ્રાણ,
અજબ કીર્તિ હવે તારી, સદા રહેશે કોમે કારી,
ચર્ચા ચાલી ચોગરદમમાં, ધરે રણછોડ દુ:ખ ગમમાં.

---

## સુરતની તાપી નદીનો દિપતો ઠાઠ માઠ.

(રાગ-થી સતવંતી રાણી રાજા ભરથરકો લીનો ગલે લગાય.)

છે એક સુરત, સ્હેર સોભીતું, સારૂં પ્યારૂં ને સુંદર,
નામ જગતમાં, પ્રસિધ્ધ છે તાપી નદી નાકા બંદર;
તટ તાપીનું તીર નીર ત્યાં, ભરતી ઓટની ચાલેહાર-
દિસે દિપતુ, દરશને આવે હજારો નરને નાર.

### શેર.

અજબ ઓવારા પથ્થર જડીત સુખમાટ તે ખર્ચ કરી,
વિશ્રામ લિયે બ્રાહ્મણ ઘણાં, અગણિત આશ્રિત દિયેભરી;
નહીં રહી મના કંઇ રીતની પ્રીતે ભજે ભગવત હરી-
સુંદરી થતાં પ્રભાત આવે, ઉઠી વ્હેલી પ્રેમ ધરી-

### ગાયન.

પુર પ્રેમ ધરી નાર હીંડે અતિ આજ રૂપાળી,
ઝમકાર થાય નાદ કાંન બોલતી ચાલી;
સંગમાં સાહેલી ઘણી ગોરી ઘોરીને કાલી,
ધરેલ તાંબા બેડલું, ઘડો વર્ણું કો આલી!

### લાવણી.

મળી સઈયરોનો સાથ સમજી મન સારૂં,
કંઈ ધોવા ધર્યાં પાય, દિશે દિલ પ્યારૂં.
રસ્તામાં ઘેરની ગુંચ કરે કોઇ વારૂ—
કઠા ને કાઠમાં જુવે નદીનું બારૂં.

### વલણ.

આવી નદીએ નારો મળી સૌ નમાવશે પ્રથમ ત્યાંસર
નામ જગતમાં, પ્રસિધ્ધ છે તાપી નદી નાકા બંદર—

### લંગડીની ચાલ.

કોઈ ન્હાવણ કોઈ ધોવણ લુગડાં, થાશેઘાટપર બહુગરબડ,
ભુંડી નારીઓ, ભાખશે મુખથી ભુંડું તે ભરભડ.
ઉંચ નીચનો થયો ઓવારો, જાત કુજાતે ત્યાં બરબડ,
ઘણી તરેહની આવે નારીઓ બોલતી કાંઈ તડતડ.

### શેર.

લજ્જા નહીં તનની કરી ઘસી ચાલે એ ધમાલથી.
સરમાય નર તે જોઈ પણ લાજે નહીં એ હાલથી.
આનંદ લિયે જન મન ધરિ કોઈ ત્યાં કંગાલથી—
આવે છે ઢોંગી પુજવા તાપી ને એવાં તાલથી

### ગઝલ.

પહલે બાધે પાપ દુષ્ટ લુચ્ચા ઠગારાં,
પ્હેરી ટોપી વાંકી ફરશે એવાં જુગારાં;
મશ્કરીથી મારશે કંઈ નેનમાં પ્યારાં,
લોભી એવા જન થાઈ ફરશે બીચારાં,

### લાવણી.

શાઉ નાહ્વી ધોઈને નીકલે જલથી નારી,
પાપી પાંખંડી ફરશે તેની પછારી.
વલી કહેસે મુખથી, જોજો તું પેલી નારી.
એ ચોલી વિનાની દીશે છે કેવી ઉધારી.

### વલણ.

ખોટાં કર્મ બાંધી વિચારો કરશે—પોતાનું તનમનતર
નામ જગતમાં, પ્રસિદ્ધ છે તાપી નદી નાકાં બંદર—

———o———